તબ્લીગ નં. ૨૮

૭૮૬



હક તઆલા ફરમાવે છેઃ—

"બેશક નમાઝ બુરા કામોથી રોકે છે, અને બેશક અલ્લાહનો ઝિકર (યાદ) મોટા મરતબાવાળો અને ઘણો અસરકારક છે."

—કુરઆને હકીમ

# નમાઝ

વિષે

# ચાલીસ હદીસો

છપાવી પ્રસિધ્ધ કરનારઃ—


**મવલ્વી અહમદ હાજી આરિફ અશરફ.**

નં. ૧૪૦, એડવર્ડ સ્ટ્રીટ, રંગુન.



આવૃતિ ૧ લી ] અકટોબર સને ૧૯૩૦ [ પ્રત ૨૦૦૦


મર્હુમ હાજી અહમદ ગુલામ મોહંમદ સાહેબના સવાબ માટે

**મફત મફત મફત**


મુસ્લિમ-ગુજરાત પ્રેસ, સુરત.

# નમાઝની ફઝીલત

ઈમાનવાલો અયસી હે નૂરે નઝર નમાઝ,
દિલકી ઝિયા બઢાતી હે શામો સહર નમાઝ.
પઢ પાંચો વક્ત શૌકસે તુ વક્ત પર નમાઝ,
હોને ન દે કઝા કભી અય બે ખબર નમાઝ.
બુઝુરગ નમાઝ કરતે થે અક્સર નસીહતે નમાઝ,
દીનદારોંસે પઢાતે થે ખયરૂલ બશર નમાઝ.
પોંહચે અંધેરી કબ્રમેં લેહલે નમાઝ જબ,
હો જાએ મિસ્લ શમ્અ વહાં જલ્વગર નમાઝ.
કયા રોશનીએ નૂરે ખુદા મુંહપે રેહતી હે,
મસ્જીદસે જબ નિકલતે હેં પઢકર બશર નમાઝ.
ફરઝોંસે સુન્નતોંસેભી નફ્લોંસેભી સિવા,
હે કારે ખૈર પઢલો રહો જીસ કદર નમાઝ.
દિલકો હમારે અયસી હિદાયત દે અય ખુદા,
હમ પંજગાના પઢતે રહેં વક્ત પર નમાઝ.
અલ્લાહ ઓર રસુલકો કયા મુંહ દીખાયેંગા,
તુને પઢી ન ઉમ્ર ભર અય બે ખબર નમાઝ.
દિન રાત સર બસિજદા વોહ રેહતેથે દોસ્તો,
પઢતે થે ખાસ સરવરે દીં કિસ કદર નમાઝ.
પઢતા રહે કોઇ ઉસે ખોશુ'ઓ ખોઝુસે,
ફિર દેખ વોહ દીખાતી હે કયસા અસર નમાઝ.
મહરૂમ નુરે ફેઝસે ઉસ્કે હે તીરહ દિલ
બેહુલે નઝર સમઝતે હેં નુરે નઝર નમાઝ
બેહુલે નમાઝ તીરે હવાદિસસે કયા કરેં,
ઉન્કો બચાતી રેહતી હે બનકર સિપર નમાઝ.
ભટકા રહે હુદાસે "તજમ્મુલ" મેં કિસ તરાહ,
હે ફઝલે કિબરીયાસે મેરી રાહબર નમાઝ.

# શરૂઆતના બે બોલ.

સરવે તારીફ હકતઆલા માટે છે, જે મોટો મહેરબાન અને રહમ કર્તા છે, અને દોરૂદ તથા સલામ નાઝીલ થાઓ આકાએ નામદાર તાજદારે મદીના સૈયદુલ મુરસલીન, શફીઉલ મુઝનેબીન હઝરત મોહંમદ મુસ્તફા (સ. અ. વ.) પર તથા તેમની આલ અને અસહાબ પર.

એ પછી કમતરીન અહમદ બીન હાજી આરેફ અશરફ સર્વે મુસલમાનોની ખીદમતમાં અરજ કરે છે કે ઈસ્લામના પાંચ રૂકનોમાં નમાઝ સર્વથી મોટું રૂકન છે, જેના વીસે કલામે પાકમાં તથા હદીસ શરીફમાં ઘણીજ ફઝીલત અને તાકીદ બયાન થઈ છે.

દરેક બાલેગ અને અકલમંદ મુસલમાન પર અમીર હોય અથવા ફકીર, તનદુરૂસ્ત હોય અથવા બીમાર, મુસાફર હોય અથવા મોકીમ, દીવસ અને રાતમાં પાંચ વખતની નમાઝ ફરઝે એન છે. જે કોઇ નમાઝની ફરઝીયતનો ઈનિકાર કરે તે કાફેર થઈ જાય છે. નમાઝને છોડવાવાલો અલ્લાહ અને તેના રસુલ (સ. અ. વ.) ના નઝદીક મોટો ગુનેહગાર, સરકશ અને નાફરમાન હોય છે.

વળી નબી સાહેબનું ફરમાન છે કે "જે કોઈ દીનના ચાલીસ ફરમાનો મારી ઉમ્મતને પહોંચાડશે તો હકતઆલા કીયામતના દિવસે તેનો હશર ઓલોમા અને સોલોહામાં કરશે, અને હું તેને માટે શફાઅત કરવાવાળો અને ગવાહ થઈશ."

મજકુર હદીસમાં ફરમાવવામાં આવેલી બશારતથી ફેઝયાબ થવા માટે મેં ચાલીસ સહીહ હદીસો જમા કરી છે જેમાં નમાઝની ફઝીલત અને તાકીદ બયાન થઈ છે અને તેમાંથી નમાઝના કેટલાક મસઅલા પણ સાબીત થાય છે, જે દરેક હદીસના નીચે ફાયદામાં બયાન કરવામાં આવ્યા છે. હકતઆલાથી ઉમેદ છે કે મારી આ અદના મહેનતને કબુલ ફરમાવી, એને લોકપ્રિયેગી કરે અને મારે માટે એને આખેરતના છુટકારાનો તોશો ( ભાથું ) બનાવે. આમીન.

સદરહુ કીતાબ મરહુમ હાજી અહમદ ગુલામ મોહંમદ સાહેબના સવાબ માટે તેમના ફરજંદોએ છપાવી પ્રગટ કરી છે, માટે સર્વે વાંચનાર સાહેબોને ઈલતેમાસ કરવામાં આવે છે કે મરહુમ વ મગફુરના હકમાં દોઆએ મગફેરત કરે.

૯ મી રબીઉસ્સાની ૧૩૪૯ હિ.
તા. ૪થી સપ્ટેમ્બર સને ૧૯૩૦.

**અહમદ હાજી આરેફ અશરફ.**
**રાંદેરી ( રંગુન )**
ગફરલ્લાહો લહુ વલે વાલેદયહે.

بسم الله الرحمن الرحيم

# નમાઝ વિષે ચાલીસ હદીસ.

( ૧ ) હઝરત ઇબ્ને ઉમર ( રદી. ) થી રેવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે ઇસ્લામની બિના પાંચ ચીઝો પર છે. ( ૧ ) ગવાહી આપવી કે અલ્લાહપાક સિવાય કોઈ ખુદા નથી અને મોહમ્મદ ( સ. ) ખુદાના રસુલ છે. ( ૨ ) નમાઝ પઢવી. ( ૩ ) ઝકાત આપવી. ( ૪ ) હજ કરવી. ( ૫ ) રમઝાન શરીફના રોઝા રાખવા. ( બુખારી શરીફ. )

( ૨ ) હઝરત ઇબ્ને અબ્બાસ ( રદી. ) થી રેવાયત છે કે નબી સાહેબે હઝરત મોઆઝ ( રદી. ) ને યમન તરફ મોકલ્યા અને ફરમાવ્યું કે લોકોને આ વાતની ગવાહી તરફ બોલાવો કે અલ્લાહ સિવાય કોઇ ખુદા નથી અને હું અલ્લાનો રસુલ છું. અગર જો તે લોકો તમારો આ હુકમ માની લીએ તો તે લોકોને ખબરદાર કરો કે ખુદાપાકએ તે લોકો પર દીવસ, રાત મલી પાંચ વખતની નમાઝ ફરઝ કરી છે. જો તે લોકો તમારો આ હુકમ પણ માની લીએ તો તેઓને ખબરદાર કરો કે ખુદાપાકએ તેઓના ઉપર માલમાંથી સદકો કાઢવો ફરઝ કર્યો છે કે તેઓના અમીરો પાસેથી લઇ તેઓના ફકીરોને આપે. ( બુખારી શરીફ. )

( ૩ ) હઝરત ઉમર ( રદી. ) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે ઇસ્લામ એ છે કે ગવાહી આપે એ વાતની કે અલ્લાહ સિવાય કોઇ ખુદા નથી અને મોહંમદ ( સલ. ) ખુદાના રસુલ છે અને નમાઝ પઢો. અને ઝકાત આપો. અને રમઝાનના રોઝા રાખો અને જે માણસ કાબતુલ્લાહ સુધી જવાની શકિત રાખતો હોય તે હજ કરે. ( બુખારી શરીફ. )

( ૪ ) હઝરત અબ્દુલ્લા બીન મસઉદ ( રદી. ) થી રીવાયત છે કે તેવણે કહયું કે મેં નબી સાહેબને પુછયું કે કઇ એબાદત ખુદાને વધારે પસંદ છે. આપે ( સલ. ) ફરમાવ્યું કે નમાઝ તેના વખત પર અદા કરવી. પછી મેં પુછયુ કે એ પછી શું ? આપે ફરમાવ્યું કે માબાપ સાથે નેકી કરવી. પછી પુછયું કે એ બાદ શું ? તો આપે ફરમાવ્યું કે ખુદાના રસ્તામાં જિહાદ કરવો. ( બુખારી શરીફ. )

( ૫ ) અબુ હોરૈરહ ( રદી. ) થી રીવાયત છે કે તેવણે નબી સાહેબથી સાંભળ્યું કે તમો જાણો છો કે તમારામાંથી કોઈના દરવાજા ( આંગણા ) પર

નહેર હોય ને દરરોજ પાંચ વખત તે નહેરમાં ગુસલ કરતો હોય તો શું તેના બદન પર મેલ બાકી રહેશે ? સહાબાઓએ અરઝ કરી કે નહિં. આપે (સલ.) ફરમાવ્યું કે એજ હાલ પાંચ નમાઝોનો છે અલ્લાહ નમાઝોના લીધે ગુનાહોને મીટાવી દે છે. ( બુખારી શરીફ. )

( ૬ ) હઝરત જાબેર ( રદી. ) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે બન્દા અને કુફ્ર વચ્ચે નમાઝ હાઇલિ ( આળ ) છે. ( મુસ્લિમ શરીફ. )

( ૭ ) હઝરત ઉમર ( રદી. ) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે મને હુકમ આપવામાં આવ્યો છે કે લોકો સાથે કિતાલ કરૂં એટલે સુધી કે તે લોકો ગવાહી આપે કે અલ્લાહ સીવાય કોઈ ખુદા નથી અને મોહમ્મદ ( સ. ) ખુદાના રસુલ છે અને નમાઝ પઢે અને ઝકાત આપે. જ્યારે એ સર્વે પર અમલ કરશે તો મારેથી પોતાનો જાન અને માલ બચાવી લેશે, મગર ઇસ્લામના હુકમથી. અને તેઓનો હિસાબ ખુદાના ઉપર છે. (બુખારી શરીફ.) *

( ૮ ) હઝરત અબુહોરયરહ ( રદી. ) થી રીવાયત છે કે તેવણે નબી સાહેબથી સાંભળ્યું કે કિયામતને દીવસે બન્દાનો હીસાબ સર્વથી પહેલાં નમાઝનો થશે જો તેની નમાઝ દુરૂસ્ત નીકળશે તો તે માણસ પોતાના મકસદને પહોંચશે ને ફતેહમંદ નીવડશે અને જો નમાઝ દુરૂસ્ત નહિ નીકળશે તો તે નાકામ અને બરબાદ થશે પછી જો તેની ફરઝ નમાઝમાં કમી હશે તો ખુદાપાક ફરીસ્તાઓને ફરમાવશે કે મારા બન્દાની નફીલો જુવો અને એના ફરઝની કમી નફીલથી પુરી કરો. પછી સર્વ આમાલનો હીસાબ એવીજ રીતે થશે. (તિરમીઝી)

( ૯ ) હઝરત અનસ ( રદી. ) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જ્યારે તમારામાંથી કોઈ નમાઝ પઢે છે તો ખુદાપાકથી મુનાજાત કરે છે. ( બુખારી. )

( ૧૦ ) હઝરત અબુહોરયરહ ( રદી. ) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે હદસ કરવાવાળાની નમાઝ કબુલ થતી નથી જ્યાં સુધી કે તે વઝુ ન કરે. ( બુખારી )

( ૧૧ ) હઝરતઅલી (રદી) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યુ કે નમાઝની ચાવી તહારત (પાકી) છે અને તેની હરામ કરવા વાલી તકબીર

* ફાયદો આ હદીસથી સાબીત થાય છે કે તવહીદ અને રેસાલતનો એકરાર અને નમાઝ તથા ઝકાત અદા કરવાથી મુસલમાનના જાન અને માલને અમાન મળશે, પરંતુ ઇસ્લામનો હુકમ તેને લાગુ પડવાથી તે તેના ઉપર બજાવવામાં આવશે, જેમકે જો તે કોઈને મારી નાખશે તો ઈસ્લામના હુકમ મુજબ તેને પણ મારી નાખવામ આવશે, અગર ચોરી કરશે તો ઈસ્લામના હુકમ મુજબના સજા કરવામાં આવશે.

છે. (તકબીરે તહરીમા) અને તેની હલાલ કરવા વાલી તસલીમ (અસ્સલામો અલયકુમ વ રહમતુલ્લાહ) છે (તીરમીઝી)

**ફાયદો**—આ હદીસથી સાબીત થાય છે કે તહારત (પાકી) અને તકબીરે તહરીમા નમાઝ માટે શરત એટલે વાજીબ છે અને સલામ જરૂરી તેમજ વાજીબના દરજ્જામાં છે. એજ પ્રમાણે હનફીઓનો મઝહબ છે.

(૧૨) હઝરત અબુહોરૈરા (રદી) થી રીવાયત છે કે નબી સાહેબ મસ્જીદમાં તશરીફ લાવ્યા, એવામાં એક માણસ આવ્યો અને તેણે નમાઝ પઢી પછી આપ (સલ)ને સલામ કરી નબી સાહેબે સલામનો જવાબ આપી કહયું જા, નમાઝ પઢ કારણ કે તેં નમાઝ પઢી નહિ એટલે તારી નમાઝ થઇ નહિં. ફરી તે માણસે નમાઝ પઢી અને આવ્યો અને આપ (સલ) ને સલામ કરી આપ (સલ) એ ફરમાવ્યું જા નમાઝ પઢ, કેમકે તેં નમાઝ પઢી નહિ. એ મુજબ ત્રણ વખત થયું ત્યારે તે માણસે કહયું કસમ છે તેની જેણે આપ (સલ) ને સાચા પેગમ્બર બનાવ્યા, કે એ સીવાય નમાઝ પઢવાનો બીજો તરીકો હું જાણતો નથી. આપ (સલ.) એ ફરમાવ્યું કે જ્યારે નમાઝ માટે ઉભા થાઓ ત્યારે તકબીર કહો. પછી કુરઆન શરીફમાંથી જે તમને આસાન (સહેલું) હોય તે પઢો. પછી રોકુઅ કરો એવી રીતે કે રોકુઅની હાલતમાં ઇતમીનાન થાય પછી સીધા ઉભા થાઓ. પછી સીજદો કરો એવી રીતે કે સીજદાની હાલતમાં ઇતમીનાન થાય પછી સીધા બેસો અને ફરી સીજદો કરો અને એજ મુજબ તમારી નમાઝ પુરી કરો. (બુખારી.)

**ફાયદો**—આ હદીસમાં રોકુઅ સીજદો, કોમા અને જલસો ઇતમીનાનથી અદા કરવાની તાકીદ કરવામાં આવી છે.

(૧૩) હઝરત આએશા (રદી.) થી રીવાયત છે કે જયારે નબી સાહેબ નમાઝ શરૂ કરતા ત્યારે આ દોઆ પઢતા હતા:—"**સુબ્હાનકલ્લા હુમ્મા** વ બેહમદેકા વ તબારકસ્મોકા વ તઆલા જદદોકા વલા એલાહા ગયરોકા" તરજુમો. ઓ અલ્લાહ હું તારી પાકી બયાન કરૂં છું તારી તારીફ સાથે અને તારૂં નામ બુઝુર્ગ છે અને તારી શાન મોટી છે અને તારા સીવાય કોઇ ખુદા નથી. (તીરમીઝી.)

(૧૪) હઝરત ઓબાદા બીન સામીત (રદી.) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે તે માણસની નમાઝ દુરૂસ્ત નથી જેણે સુરએ ફાતેહા (અલ્હમદો) પઢી નહિ. (બુખારી શરીફ)

**ફાયદો**—આ હુકમ એકલા નમાઝ પઢવાવાલા માટે તેમ ઈમામ માટે છે.

(૧૫) હઝરત જાબેર બીન અબ્દુલ્લાથી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જે માણસ ઇમામની પાછળ નમાઝ પઢે તો ઇમામની કીરઅત (પઢવું) તેને માટે કાફી છે. (મોઅત્તા ઇમામ મોહંમદ)

**ફાયદો**—આ હદીસથી જણાય છે કે ઇમામની પાછળ નમાઝ પઢનાર મુકતદી પર કીરઅત જરૂરી નથી અને એજ ઇમામ અબુ હનીફા (રહ.) નો મઝહબ છે.

(૧૬) હઝરત હોઝયફા (રદી) થી રીવાયત છે કે તેમણે નબી સાહેબ સાથે નમાઝ પઢી અને નબી સાહેબ રોકુઅમાં "સુબ્હાના રબ્બેયલ અઝીમ" અને સીજદામાં "સુબ્હાના રબ્બેયલ અઅલા" પઢતા હતા. (તીરમીઝી શરીફ.)

(૧૭) હઝરત અનસ બીન માલેક (રદી) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે સીજદો ધીરજથી અદા કરો અને તમારામાંથી કોઈ પોતાની બંને કોણીઓ કુતરા માફક બીછાવે નહિ (બુખારી શરીફ)

**ફાયદો**—આ હદીસમાં સીજદા ધીરજથી અદા કરવાની તાકીદ કરવામાં આવી છે, તેમ સીજદામાં કોણીઓ જમીન પર બીછાવવી મકરૂહ સાબીત થાય છે. ઘણા લોકો સીજદામાં પોતાની કોણીઓ જમીન પર બીછાવી દે છે, તેઓ આ હદીસ શરીફના હુકમ વિરૂદ્ધ અમલ કરે છે.

(૧૮) હઝરત અબ્બાસ (રદી.) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે સાત અવયવો પર સીજદો કરવાનો મને હુકમ થયો. (સીજદાની હાલતમાં સાત અવયવો જમીન પર રહેવા જોઈએ) પેશાની પર તથા નાક તરફ આપે (સલ.) હાથથી ઇશારો કીધો. અને બંને હાથો પર અને બંને ગુંથણો પર અને બંને પગોના પંજા પર અને ફરમાવ્યું કે કપડા અને બાલ ખેંચવા નહિ. (બુખારી શરીફ)

**ફાયદો**—આ હદીસથી સીધ્ધ થાય છે કે સીજદો પેશાની અને નાક બંને પર થવો જોઇએ અને ઇમામ મોહંમદ અને ઇમામ અબુ યુસુફ (રહ.) નો એજ મઝહબ છે. અને એજ મત પર ફતવા છે.

(૧૯) હઝરત શકીક બીન સલમા (રદી.) થી રીવાયત છે કે હઝરત અબ્દુલ્લા બીન મસઉદ (રદી.) એ ફરમાવ્યું કે જયારે હમો નબી સાહેબના પાછળ નમાઝ પઢતા હતા ત્યારે કાયદામાં "અસ્સલામો અલા જીબરઈલિ વ મીકાઈલિ. અસ્સલામો અલા ફોલાન વ ફોલાન" કહેતા હતા પછી નબી સાહેબ હમો તરફ ફર્યા અને ફરમાવ્યું કે અલ્લાહ પોતે સલામ છે વાસ્તે જયારે તમારામાંથી કોઈ નમાઝ પઢે ત્યારે આ કહેઃ—**અત્તહીયાતો** લીલ્લાહે વસ્સલવાતો વત્તયેબાતો અસ્સલામો અલયકા અય્યોહન્નબીયો વ રહમતુલ્લાહે વ બરકાતોહુ અસ્સલામો અલયના વ અલા એબાદીલ્લા હીસ્સાલેહીન (નબી સાહેબે ફરમાવ્યું જયારે તમો ઉપર મુજબ પઢશો એટલે આસમાન અને જમીનના

સર્વે નેક બંદાઓને સલામ પહોંચી જશે. (મતલબ કે જીબરઇલ અને મીકાઇલ કહેવાની જરૂરત નથી.) અશહદો અન લાઇલાહા ઇલ્લિલ્લાહો વ અશહદો અન્ના મોહમ્મદન અબદોહુ વ રસુલોહ. તરજુમોઃ—સરવે માલી અને બદનની એબાદતો અને સરવે ખુબીઓ અલ્લાહ માટે છે. સલામ થાઓ તમો ઉપર અય નબી અને અલ્લાહની રહમતો અને બરકતો અને સલામ થાઓ તમો ઉપર અને અલ્લાહના સર્વે નેક બંદાઓ ઉપર. હું ગવાહી આપું છું કે અલ્લાહ સીવાય કોઇ ખુદા નથી અને ગવાહી આપું છું કે મોહંમદ અલ્લાહના બંદા અને રસુલ છે. બુખારી શરીફ.

(૨૦) હઝરત કઅબ બીન ઉજરા (રદી.) થી રીવાયત છે કે હમોએ નબી સાહેબને પુછ્યું કે અલ્લાહે આપ (સલ.) પર દોરૂદ પઢવાની હમોને તાલીમ કરી છે, માટે હમો કેવી રીતે દોરૂદ પઢીએ. નબી સાહેબે ફરમાવ્યું કહોઃ—

**અલ્લા** હુમ્મા સલ્લે અલા મોહમ્મદીન વ અલા આલે મોહમ્મદીન કમા સલ્લયના અલા ઇબરાહીમા વ અલા આલે ઇબરાહીમા ઇન્નકા હમીદુમ મજીદ. અલ્લા હુમ્મા બારીક અલા મોહમ્દીન વ અલા આલે મોહમ્દીન કમા બારકતા અલા ઇબ્રિાહીમા વ અલા આલે ઇબ્રિાહીમા ઇન્નિકા હમીદુમ મજીદ.

તરજુમો—ઓ અલ્લાહ રહમત મોકલ મોહંમદ (સલ.) પર અને મોહંમદની ઓલાદ પર જેવી રીતે તે રહમત મોકલી ઇબ્રિાહીમ પર અને ઇબ્રિાહીમની ઓલાદ પર, બેશક તું તારીફને લાયક અને બુઝુર્ગ છે. ઓ અલ્લાહ બરકત દે મોહમ્મદને અને મોહમ્મદની ઓલાદને જેવી રીતે તેં બરકત આપી ઇબરાહીમને અને ઇબ્રિાહીમની ઓલાદને. બેશક તું તારીફને લાયક અને બુઝુર્ગ છે. (બુખારી શરીફ)

(૨૧) હઝરત અબુબકર સીદીક (રદી.) થી રીવાયત છે કે તેવણે નબી સાહેબને અરજ કરી કે મને કોઈ દુઆ શીખાડો કે હું તે મારી નમાઝ (ના આખરી કાયદા) માં પઢું. આપ (સલ.) એ ફરમાવ્યું કહોઃ—

**અલ્લા** હુમ્મા ઇન્ની ઝલમતો નફસી ઝુલમન કસીરા વલા યગફેરૂઝોનુબા ઇલ્લા અનતા ફગફીરલી મગફેરાતન મીન ઇન્દેકા વરહમની ઇન્નિકા અનતલ ગફુરૂર્રહીમ

તરજુમો—ઓ અલ્લાહ મેં મારા જાન પર ઘણો જુલમ કર્યો અને તારા સીવાય ગુનહા માફ કરનાર નથી, વાસ્તે મારી બખશીશ કર તારા તરફથી અને રહેમ કર મારા ઉપર; બેશક તું બખશીશ કરનાર મહેરબાન છે. (બુખારી શરીફ.)

(૨૨) હઝરત આએશા (રદી.) થી રીવાયત છે કે નબી સાહેબ નમાઝમાં આ દુઆ પઢતા હતાઃ—

**અલ્હા**હુમ્મા ઈન્ની અઉઝોબેકા મીન અઝાબીલ કબરે, વ અઉઝોબેકા મીન ફીતનતીલ મસીહીદ્દજ્જાલે વ અઉઝોબેકા મીન ફીતનતીલ મહયા વલ મમાતે અલ્લાહુમ્મા ઈન્ની અઉઝોબેકા મીનલ માસમે વલ મગરમે. (તરજુમો) ઓ અલ્લાહ હું કબરના અઝાબથી તારી પનાહ માંગું છું અને મસીહ દજ્જાલના ફીતનાથી તારી પનાહ માંગું છું. અને ઝીન્દગી તથા મોતના ફીતનાથી તારી પનાહ માંગું છું. ઓ અલ્લાહ ગુનાહ અને કરઝદારીથી હું તારી પનાહ માંગું છુ. (બુખારી શરીફ.)

( ૨૩ ) હઝરત અબ્દુલ્લા બીન મસઉદ (રદી.) થી રીવાયત છે કે હું નબી સાહેબને સલામ કરતો જ્યારે આપ (સલ.) નમાઝ પઢતા, અને નબી સાહેબ સલામનો જવાબ આપતા. જ્યારે હમો નજ્જાશી પાસેથી પાછા આવ્યા ત્યારે હમોએ નબી સાહેબને સલામ કરી પરંતુ લેકીન આપ ( સલ. ) એ જવાબ આપ્યો નહિ. અને ( નમાઝ પઢી ) ફરમાવ્યું કે નમાઝમાં મશગુલીય્યત છે (એટલે નમાઝમાં બીજી તરફ ધ્યાન આપવું જોઈએ નહિ.) ( બુખારી શરીફ )

**ફાયદો**—આ હદીસ અને એ પછીની હદીસમાં નમાઝમાં વાતચીત નહિ કરવાનો હુકમ કરવામાં આવ્યો અને નમાઝમાં ખુદા તરફ ધ્યાન આપવાની ખાસ તાકીદ છે.

( ૨૪ ) હઝરત ઝેદ બીન અરકમ ( રદી. ) થી રીવાયત છે કે નબી સાહેબના ઝમાનામાં હમો નમાઝમાં વાતો કરતા હતા, હમારામાંનો એક પોતાની હાજત પોતાના સાથીને કહેતો એવામાં આ આયત નાઝીલ થઈ "હાફેઝુ અલસ્સલવાતે વસ્સલાતીલ વુસ્તા વ કુમુ લીલ્લાહે કાનેતીન" ( તરજુમો:— સંભાળ રાખો નમાઝોની અને વચલી નમાઝ (અસર) ની અને અલ્લાહના સામે ચુપચાપ ઉભા રહો.) ફરી હમને ચુપકીદીનો હુકમ થયો. (બુખારી શરીફ.)

( ૨૫ ) હઝરત અલકમા ( રદી. ) થી રીવાયત છે કે હઝરત અબ્દુલ્લા બીન મસઉદ ( રદી. ) એ કહયું કે શું હું તમને નબી સાહેબની નમાઝ ન પઢાવું ? ફરી તેમણે નમાઝ પઢી અને પોતાના હાથો ઉઠાવ્યા નહિ મગર પહેલી વખતે એટલે તકબીરે તહરીમા માટે. (તીરમીઝી)

**ફાયદો**—આ હદીસથી સાબીત થાય છે કે તકબીરે તહરીમા સીવાય રોકુઅમાં જતા અથવા રોકુઅથી ઉભા થતા.હાથ ઉઠાવવા મસનુન નથી અને એજ ઈમામ અબુહનીફા ( રહ. ) નો મઝહબ છે.

( ૨૬ ) હઝરતઅલી (રદી ) થી રીવાયત છે કે તેમણે ફરમાવ્યું વીતર તમારી ફરઝ નમાઝો જેવી જરૂરી નથી. મગર નબી સાહેબ એને ( વીતરને ) જારી કરે છે, અને ફરમાવ્યુ કે અલ્લાહ એક છે અને એકીને પસંદ કરે છે, માટે ઓ કુરઆનવાલાઓ વીતર પઢા કરો. (તીરમીઝી)

**ફાયદો**—આ હદીસથી કોઈ એમ સમજે નહિ કે વીતર સુન્નત છે બલકે વીતર વાજેબ છે કેમકે વીતરને છોડવાના સંબંધમાં સહીહ હદીસોમાં સખત ઠપકો ફરમાવવામાં આવ્યો છે જેમકે અબુદાવુદ અને મુસ્તદરેકે હાકેમની રીવાયતમાં છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જે માણસ વીતર પઢે નહિ તે હમારી જમાઅતમાંથી નથી.

( ૨૭ ) હઝરત અબ્દુલ અઝીઝ બીન જોરેજ (રદી.) થી રીવાયત છે છે કે મેં હઝરત આએશા સીદ્દીકા (રદી.) ને પુછ્યું કે નબી સાહેબ વીતરની નમાઝમાં શું પઢતા હતા? તેમણે કહ્યું કે પહેલી રકાઅતમાં સબ્બેહીસ્મા રબ્બેકલ અઅલા, બીજી રકાઅતમાં કુલ્યા અય્યોહલ કાફેરૂન અને ત્રીજી રકાતમાં કુલહોવલ્લાહો અહદ અને મોઅવ્વઝતેન ( કુલઅઉઝો બેરબ્બીલ ફલક અને કુલઅઉઝો બેરબ્બીન નાસ પઢતા હતા. (તીરમીઝી)

**ફાયદો**—સદરહુ હદીસથી વીતરની ત્રણ રકાત સાબીત થાય છે અને એજ હનફીયોને મઝહબ છે. બીજો મસઅલો એ સાબીત થાય છે કે એક રકાતમાં કેટલીક સુરતો પઢવી જાએઝ છે.

( ૨૮ ) હઝરત અબુલ હવરા (રદી.)થી રીવાયત છે કે હઝરત હસન બીન અલી (રદી.) એ ફરમાવ્યું કે નબી સાહેબે વીતરમાં પઢવા કેટલાક કલેમા મને શીખાડયા:—**અલ્લા** હુમ્મા અહદેની ફીમન હદયતા વ આફેની ફીમન આફયતા. વ તવલ્લની ફીમન તવલ્લયતા. વ બારીકલી ફીમા આતયતા વ કેની શરરા મા કદયતા ફ ઇન્નિકા તકદી વલા યુકદા અલયકા વ ઇન્નહુ લા યઝીલ્લો મન વાલયતા. તબારકતા વ તઆલયતા. તરજુમો:—એ અલ્લાહ, હીદાયત કર મને જેમકે તેં બીજાઓની હીદાયત કીધી. અને આફીયત આપ મને જેમકે તે બીજાઓને આફીયત અતા કીધી, અને મોહબ્બત કર મારાથી જેમકે તેં બીજાઓથી મોહબ્બત કીધી, અને બરકત આપ મને તેમાં જે તેં અતા કર્યું, અને બચાવ મને તે ચીજોની બુરાઇથી જે તેં મુકદ્દર (નક્કી) કીધી છે, કેમકે તું હાકીમ છે અને તારા ઉપર કોઈનો હુકમ નથી, અને જેની સાથે તે મોહબ્બત કીધી તે ઝલીલ થઈ શકતો નથી. બુઝુર્ગ અને મોટો છે તું. (તીરમીઝી)

**ફાયદો**—બીજી હદીસથી આ દુઆ પણ સાબીત છે:—**અલ્લા** હુમ્મા ઇન્ના નસ્તાઇનોકા વ નસતહદેયોકા વ નસતગફેરોકા વ નતુબો એલયકા વ નુઅમેનોબેકા વ નુસ્ની અલયકલખેર વ નશકોરોકા વલાનક ફોરોકા વ નખલઓ વનતરોકો મન્યફ જોરોકા અલ્લા હુમ્મા ઇય્યાકા નઅબોદો વ લકા નોસલ્લી વ નસજોદો વ એલયકા નસઆ વ નહફેદો વ નરજુ રહમતકા. વ નખશા અઝાબકા ઇન્ના અઝાબકા બીલ કુફફારે મુલહેક. તરજુમો ( એ અલ્લાહ અમો તારી મદદ માંગીએ છીએ અને તારી હીદાયત માંગીએ છીએ,

અને અમારા ગુનાહોની તારી માફી માંગીએ છીએ અને અમો તોબા કરીએ છીએ અને તારા ઉપર ઇમાન લાવીએ છીએ અને તારી સારી તારીફ બ્યાન કરીએ છીએ અને તારો શુકર અદા કરીએ છીએ અને તારી ના શુકરી કરતા નથી, અને જે તારી ના શુકરી અને ના ફરમાની કરે છે તેને છોડી દઇએ છીએ. ઓ અલ્લાહ. અમો તારીજ એબાદત કરીએ છીએ અને તારીજ નમાઝ પઢીએ છીએ અને તનેજ સીજદો કરીએ છીએ. અને તારા તરફ દોડીએ છીએ અને તારી બંદગી માટે તૈયાર રહીએ છીએ, અને તારી રહમતના ઉમેદવાર છીએ અને તારા અઝાબથી ડરયે છીએ, બેશક તારો અઝાબ કાફેરો પર નાઝીલ થવાનો છે.) કેટલાક વિદ્વાન આલેમોનો મત છે કે સદરહુ બંને દુઆઓ વીતરમાં પઢવી બેહતર અને અફઝલ છે.

(૨૯) હઝરત અબ્દુલ્લા બીન ઓમર (રદી)થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જમાઅતથી અદા કરેલી નમાઝ એકલા નમાઝ પઢવા કરતાં સત્તાવીસ ગણી વધુ ફઝીલત રાખે છે. (બુખારી શરીફ.)

(૩૦) હઝરત માલેક બીન હોવયરસ (રદી.) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જ્યારે નમાઝનું વખત થાય ત્યારે તમારામાંથી કોઇએ અઝાન કહેવી જોઇએ અને તમારામાં જે મોટો હોય તે ઇમામ બને (બુખારી શરીફ.)

(૩૧) હઝરત અનસ બીન માલેક (રદી.) થી રીવાયત છે કે જ્યારે નમાઝ ઉભી થઈ (તકબીર થતી વખતે) ત્યારે નબી સાહેબ હમો તરફ ફર્યા અને ફરમાવ્યું કે તમારી સફો બરાબર સીધી કરો (બુખારી શરીફ.)

(૩૨) હઝરત અનસ બીન માલેક (રદી.)થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે તમારી સફો બરાબર સીધી કરો કેમકે સફોનું સીધા કરવું નમાઝ કામીલ થવા માટે જરૂરી છે. (બુખારી શરીફ.)

**ફાયદા**—ઉપલી બંને હદીસોથી સફ સીધી કરવી અને મલીને ઉભા રહેવાની તાકીદ સાબીત થાય છે. સફો સીધી નહિ હોવાથી નમાઝ મકરૂહ થાય છે. વળી બીજી હદીસમાં છે કે નબી સાહેબે ફરમાવ્યું કે નમાઝમાં તમારી સફો બરાબર સીધી હશે નહિ તો હકતઆલા તમારા દીલોમાં મતફેર પેદા કરશે. એથી સાબીત થાય છે કે મુસલમાનોએ સફો સીધી રાખવા માટે ખાસ ધ્યાન રાખવું જોઇએ.

(૩૩) હઝરત અબુહોરયરા (રદી.) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું ઇમામ એટલા માટે નીમવામાં આવ્યા છે કે મુકતદીઓ તેની તાબેદારી કરે, અને તેના વિરૂદ્ધ કરે નહિ. જ્યારે તે રોકુઅ કરે ત્યારે તમો પણ

રોકુઅ કરો અને જ્યારે તે "સમે અલ્લાહો લેમન હમેદા" કહે ત્યારે તમો "રબ્બના વ લકલ હમ્દ" કહો અને જ્યારે તે સીજદો કરે ત્યારે તમો પણ સીજદો કરો. (બુખારી શરીફ.) **ફાયદો**—આ હદીસથી સાબીત થાય છે કે ઇમામની તાબેદારી વાજીબ છે.

( ૩૪ ) હઝરત અબુકતાદા( રદી. ) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જ્યારે હું નમાઝ માટે ઉભો થાઉં છું ત્યારે નમાઝને લાંબી કરવાનો ઇરાદો રાખું છું, પણ જ્યારે નાના બચ્ચાના રડવાનો અવાજ સાંભળું છું ત્યારે નમાઝ ટુંકી કરૂં છું એટલા માટે કે બચ્ચાંની માંને ભારે પડે નહિ. ( બુખારી શરીફ. )

( ૩૫ ) હઝરત ઉમ્મે હબીબા (રદી)થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જે માણસ રાત દિવસમાં ૧૨ રકાત નમાઝ પઢા કરે તેને માટે જન્નતમાં એક ઘર બનાવવામાં આવે છે. ઝોહોર પહેલાની ચાર રકાત અને ઝોહોર પછીની બે રકાત અને મગરેબ બાદ બે રકાત, અને એશા બાદ બે રકાત અને સવારની નમાઝ પહેલા બે રકાત. (તીરમીઝી.)

(૩૬) હઝરત સલમાન ફારસી (રદી.) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જે માણસ જુમ્માના દિવસે ગુસલ કરે અને પાક સાફ થાય, પછી તેલ અથવા ખુશબો લગાડે અને જુમ્માની નમાઝ માટે જાય અને બે માણસો વચ્ચે જુદાઇ કરે નહિ (બેઠેલા માણસને તેની જગ્યાથી ઉઠાડે નહિ) પછી નમાઝ પઢે જેટલી તેની કીસમતમાં લખાયલી હોય, અને જ્યારે ઇમામ ખુતબા માટે નીકળે ત્યારે ચુપ રહે તો તે જુમ્માથી બીજી જુમ્મા સુધીના તેના ગુનાહ માફ થઇ જશે (બુખારી શરીફ.)

**ફાયદો**—આ હદીસથી કેટલાક મસઅલા સાબીત થાય છે (૧) જુમ્માને દિવસે ગુસલ કરવું સુંનત છે. (૨) જુમ્માને દિવસે તેલ અથવા ખુશબો (અતર) લગાડવું સુંનત છે. (૩) જુમ્માના દિવસે બેઠેલા માણસને તેની જગ્યાથી ઉઠાડવું મકરૂહ છે. (૪) ઇમામ ખુતબા માટે નીકળે ત્યારે ચુપ રહેવું જોઇએ.

(૩૭) હઝરત અબુ હોરૈયરા (રદી.) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જ્યારે જુમ્માનો દિવસ હોય છે ત્યારે ફરીસતાઓ મસીદના દરવાજા પર ઉભા રહે છે અને નંબરવારી આવનારનું નામ નોંધે છે. સર્વથી જલદી આવનારને ઉંટ કુરબાન કરવાનો સવાબ મલે છે, પછી ગાય કુરબાન કરવાનો, પછી ઘેટું કુરબાન કરવાનો, પછી મરઘી ખેરાત કરવાનો, પછી ઇંડા

ખેરાત કરવાનો સવાબ મલે છે. જ્યારે ઇમામ ખુતબા માટે નીકળે છે ત્યારે ફરીશતાઓ દફતર બંધ કરે છે અને ખુતબો સાંભળે છે. (બુખારી શરીફ.)

**ફાયદો**—આ હદીસમાં જુમ્માની નમાઝ માટે મસીદમાં જલદી જવાની ફઝીલત બયાન થઈ છે, અને આ વાત પણ સાબીત થાય છે કે જે માણસ ખુતબો શરૂ થયા પછી પહોંચશે તેનું નામ દફતરમાં લખાશે નહિ.

(૩૮) હઝરત અબુ હોરૈયરા (રદી.) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જે માણસ રમઝાનમાં રાતના ઇમાન સાથે અને સવાબ સમજીને એબાદત કરશે તેના આગલા ( સગીરા-નાના ) ગુનાહો માફ થઇ જશે. (બુખારી શરીફ.)

**ફાયદો**...આ હદીસથી તરાવીહની નમાઝની ફઝીલત સાબીત થાય છે.*

(૩૯) હઝરત અનસ બીન માલેક (રદી.) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યુ કે જે કોઈ નમાઝ પઢવી ભુલી જાય તો જયારે યાદ આવે ત્યારે નમાઝ પઢી લે. (બુખારી શરીફ.)

(૪૦) હઝરત સબરા (રદી.) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે સાત વરસની ઉમરના બચ્ચાંને નમાઝ શીખાડો અને દશ વરસની ઉમરના બચ્ચાને મારીને નમાઝ પઢાવો. (તીરમીઝી.)

---

*જાણવું જોઈએ કે તરાવીહની નમાઝ સુંનતે મોઅકકેદા છે. અને તરાવીહની ૨૦ રકાત સહાબા (રદી.) ના ઇજમાથી સાબીત છે. જો કે નબી સાહેબથી તરાવીહની આઠ રકાત નકલ થઇ છે અને હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) થી એક રીવાયતમાં ૨૦ રકાત પણ નકલ થઈ છે, મગર હઝરત ઉમર (રદી.) એ પોતાની ખીલાફતના ઝમાનામાં ૨૦ રકાત પઢવાનો હુકમ કર્યો હતો, તેમ જમાઅત પણ કાયમ કીધી હતી અને જમાઅતના ઇમામ હઝરત ઓબય્યીબ્ને કઅબ (રદી.) ને બનાવ્યા હતા, તે પછી સરવે સહાબાનો એજ મુજબ અમલ હતો. વળી હઝરત ઉસ્માન ગની અને હઝરત અલી (રદી.)એ પોત પોતાની ખીલાફતના ઝમાનામાં એજ મુજબ બંદોબસ્ત કર્યો હતો. વીશેષમાં નબી સાહેબનો ઇરશાદ છે કે "મારી અને મારા ખોલફાએ રાશેદીનની સુંનતને તમારા માટે લાઝીમ પકડો અને તેને તમારા દાંતોથી મજબુત પકડી રાખો." જેથી સીદ્ધ થાત છે કે હવે જો કોઇ તરાવીહની આઠ રકાત પઢશે તો ઉપલા ફરમાન મુજબ, સુંનત વીરૂદ્ધ અમલ કરનાર કહેવાશે.



**બેહેશ્તી ઝેવર**—આ કિતાબ ઉર્દુમાં છપાઈ એવી લોકોપયોગી થઈ કે અત્યાર સુધી ત્રણ લાખથી વધુ કોપી છપાઈ દરેકે દરેક શહેરમાં પહોંચી ચુકી છે મુળ કરતાએ એ ખાસ ઓરતો માટે લખી હતી પણ સામાન્ય રીતે પુરૂષોને પણ ઓછો લાભ કરતા ન હતી જેથી દરેકે એની કદર કરી. આ કિતાબ દીન ઇસ્લામ શીખવવામાં લાજવાબ છે. એના દશે દશ ભાગનો વાંચનાર નાનો સરખો મૌલવી થઇ જાય છે. અને દીનના જરૂરી મસઅલા જાણવા માટે બીજી કોઈ કિતાબની જરૂરત રહેતી નથી.

**ભાગ ૧ લો.** એમાં સુન્નત જમાઅતના અકીદાઓ. કેટલીક નસીહતો વુઝુ, ગુસલ, તયમ્મુમના મસલા ઘણીજ વિસ્તારથી બ્યાન થયા છે. કીંમતઆના ૬

**ભાગ ૨ જો.** એમાં હેઝ, નિફાસ તથા નમાઝના મસલાઓ ઘણા વિસ્તારથી લખાયા છે. કીંમત આના ૬

**ભાગ ૩ જો.** એમાં રોઝા, ઝકાત, સદકએ ફીત્ર, કુરબાની, કસમ, કસમનો કફ્ફારો, વકફ વગેરે ઘણા વિષયોના ઘણા મસઅલાઓ બ્યાન થયા છે. કીં. આના ૬

**ભાગ ૪ થો.** એમાં નિકાહ, તલાક, ઇદ્દત, નફકો, સોગ, બચ્ચાં પાલવાના હક, ધણી ધણીયાણીમાં બનાવ થવાના કાયદા, કુરઆન શરીફ સહી પઢવાના કાયદા વિગેરે ઘણા વિસ્તારથી બયાન થયા છે કીં. આના ૬

**ભાગ ૫ મો.** એમાં વેચાણ, કેરાયા, વકીલ બનાવવું, બખશીશ કરવુ વગેરે મઆમલાતના મસલા ઘણી ખુબીની સાથે બ્યાન થયા છે કીં. આન ૬

**ભાગ ૬ ઠો.** એમાં ચાલુ ઝમાનાની કેટલીક ખોટી રસમોના બાતલ થવાનું અથવા તેની ઇસ્લાહ કરવાનુ બ્યાન થયું છે કે જેની માફક અમલ કરવાથી દીની અને દુન્યવી હઝારો ફાયદા છે. કીં. આના ૬

**ભાગ ૭ મો.** એમાં ઇસ્લાહે બાતિન, પીરી મુરીદી, કયામત જંનત, જહંનમ વગેરે વિષયો સારી રીતે બયાન થયા છે. કીં. આ. ૬

**ભાગ ૮ મો.** એમાં એકસો નેક બીબીઓની હિકાયતો અને તેથી નીકળતાં સાર, ખુલ્કે મોહંમદી, ટુંકમાં હઝરત (સ.)નું જીવન ચરિત્ર વગેરે વિષયો અજબ તરહથી બ્યાન થયા છે. કીં. આના ૬

**ભાગ ૯ મો.** એમાં કેટલીક બીમારીના સ્હેલ ઇલાજો તેમ બચ્ચાઓને કેવી રીતે ઉછેરવા તેનું ઘણા વિસ્તારથી બ્યાન થયું છે. કીં. આના ૮

**ભાગ ૧૦ મો.** એમાં ગુજરાન વિષેના કેટલાક જરૂરી વિષયોનું વર્ણન થયું છે તેમજ હિસાબ કિતાબ તથા ટપાલ ખાતાના કાયદાઓ લખ્યા છે. કીંમત આના ૬—આ દશે ભાગ સામટા લેનારને રૂ. ૩–૮–૦ માં મળશે.

મળવાનું ઠેકાણું—**કુતુબ ખાનએ સાદેકીયહ રાંદેર.**